લેખક :

**શ્રી બંસીના**

બીજાં નવાં પુસ્તકો :

*

## જૈન શાસનના તારાઓ :

વર્તમાન જૈન સાધુ સમાજના પ્રસિદ્ધ આચાર્યો ને વિદ્વાન મુનિરાજોના તેજ છાયા આલેખતાં સાચાં રેખાચિત્રો : જરૂર વાંચજો !

## આદર્શ શ્રાવિકા

સતી સુંદરી–આદર્શ શ્રાવિકા કેવી હોય તેનું એક મનોહર શબ્દચિત્ર : જરૂર વાંચજો !

**હવે પછી પ્રગટ થશે !**

# આદર્શ જૈન

A Picture of An Ideal Jain or a Conqueror.

જૈન કે વિજેતાનું જીવન દર્શાવતુ એક રેખાચિત્ર.

અથવા

આવતી કાલનાં તેજસ્વી

જૈનો-વીરો ઘડનારૂં આજનું એક પ્રાણવાન પુસ્તક.

લેખક: શ્રી. બંસી

## બીજી આવૃત્તિનાં
# 'આ મુ ખ' માં થી.

'આદર્શ જૈન' એટલે સાચા જૈનત્વનું મૂર્ત સ્વરૂપ :

*

આજકાલ સમાજમા તુચ્છ માન્યતાઓ, વિતંડાવાદ અને ઉપલકીયા વાંચનનો ઢગલો થઇ ગયો છે, ને બીજી તરફ જીવનપ્રવાહ મલિન થઇ રહ્યો છે તેવી પરિસ્થિતિમાં ભાઇશ્રી બંસીની નવયુગ સર્જનવાળી પ્રતિભાશાળી કલમ બહાર આવી છે તે એક પ્રકારની સુંદર આશા આપે છે.

સાચા જૈનો ઉત્પન્ન કરવા માટેનો આદર્શ જૈન સમાજ સમક્ષ મૂકી ભાઇ બંસીએ તેમાં અનેક ગૂઢ પ્રશ્નો ચર્ચ્યા છે. પ્રત્યેક વાક્યમાં પદેપદે સ્વતંત્રતા, માલિકતા અને ભાવ–ભાષાનો બંધનમુક્ત પ્રવાહ આ લેખકનાં આત્માની નજીકની કોઇ કંદરામાંથી છલ! છલ! કરતો છૂટયો છે. જગત વારસાની સામગ્રી (જૈન ધર્મ)ને સંપ્રદાયના પટારામાંથી બહાર કાઢી છે. પ્રસ્તુત પુસ્તક અલ્પ સંખ્યાવાળા પાનાનું ગણી શકાય છતા તેમાં રહેલી જૈન આદર્શની સત્ય સૃષ્ટિ ઘણી વિશાળ છે. અનેક ગૂઢ રહસ્યોથી ભરપૂર છે. ભાઇ બંસી હજી ઉછરતા યુવક છે. ભવિષ્યનું નવયુગ–સર્જન સંસ્કારી યુવકો દ્વારાજ થવાનુ છે તે યુવાવસ્થામાં–નાની વયમાં એમનું ઉંડું નિરિક્ષણ અને સત્ય પર પ્રીતિ એટલાં ભવ્ય છે કે એ ભાઇ ભવિષ્યના સાહિત્ય–સર્જનમાં અગત્યનો હિસ્સો આપી શકશે એ નિર્વિવાદ છે: ફત્તેહચંદ ઝવેરચંદ શાહ. ભાવનગર

# ભૂમિકા

એ ગૌરવશાળી જૈનધર્મની રોશનીમાં ચમકતા એક પ્રતાપી પુરૂષ કહો કે ચેતનગંગાને કાંઠે શીતળ ઝૂંપડી બાંધી જીવનના ઝરામાં મસ્તપણે ખેલન હસતા ને ચોગરદમ ચૈતન્ય વેરતા એક તેજસ્વ મહાવીર–આદર્શ જૈનનું આછું રેખાચિત્ર દોરવાનો આ એક નમ્ર પ્રયાસ છે.

પુસ્તકનાં પૃષ્ઠો ઉઘાડી સૂક્ષ્મ દ્રષ્ટિએ ચિત્રના રંગો ઉકેલતાં સહજ સમજી શકાશે કે કેટલાંક અધ કચરા જ્ઞાનીઓ (!) આજકાલ અજ્ઞાનવશ માને છે તેવો આ જૈનધર્મ કે તેનો અનુયાયી જૈન નથી જ, પરન્તુ સાચો જૈન અને તેનાં ધર્મનાં–જીવનનાં સિદ્ધાંતો અતિ ભવ્ય, અતિ ઉચ્ચ, દિવ્ય, તેજસ્વી ને પ્રતાપવંતા છે. અહિંસાના છત્ર નીચે છલછલતા જૈનના જીવનના અણુએ અણુમાં શક્તિ ને ચેતનનો થનથનાટ છે, ચૈતન્યનો એ વહેતો ઝરો છે. ભાવ અને ભાવનામાં, ક્ષેત્ર ને કાળમાં નિરંતર વહેતો ઝરો એજ જૈનની મસ્ત જીંદગી છે. કળા ને કૌશલ્યની ઝર-

ણીઓ ત્યાંથી ઝરે છે, શૌર્ય ને પ્રકાશનાં કિરણો ત્યાંથી ફૂટે છે, સાધુતા ને સમતાની શીતળ લહરીઓ ત્યાંથી સ્ફુરે છે. મધુરતા ને દિવ્યતાનાં વાયુ વાય છે, પવિત્રતા ને ભવ્યતાનો એ ભર્યો ભંડાર છે. ચેતનભરી શાંતિ ને વીર્યનો ત્યાં અમૃતસંગમ છે, યુદ્ધ —ખાનદાન Noble યુદ્ધ અને પરમ્ શાંતિનાં ભ્યુગલો સન્તોંડ ત્યાંથી સંભળાય છે. અહોનિશ નવનવા યુગનાં, નવનવી પળનાં નવીન પાણી પીઇને આગળ વધવું, આગળને આગળ પ્રયાણ કરવું એ જૈનનું આયુષ્ય છે; ને મુક્તિ......સ્વાતંત્ર્ય એજ જેનું ધ્યેય કે છેલ્લું વિરામસ્થાન છે, તેવા એક વીર પુરૂષ...પછી તેને **આદર્શ જૈન** કહો કે આદર્શ પુરૂષ કહો......તેની જીવનલીલાનો આ એક નાનકડો ઇતિહાસ છે.

આ ઇતિહાસનો નાયક કોઇ પંથ, વાદ, ગચ્છ, કે સંપ્રદાયની દિવાલોમાં ગોંધાનારો મનુષ્ય-ઘેટો નથી. પરંતુ જૈન એટલે જીતવું છે જેનો મંત્ર એજ જૈન! નિર્બલતાઓ પર 'જય' મેળવનારા એ મહાવીરને કૃષ્ણ જ જૈન હોય! એજ સાચો જૈન હોઇ શકે કે જેને જગતની ગમે તેવી પ્રચંડ શક્તિ ડરાવી શકે નહિ કે કોઇ પણ સર્વભક્ષી સત્તા પણ જેનાં દોડતાં વીર્યને ખાળી શકવા અસમર્થ નિવડે, તેવો પુરૂષ ગમે તે જાતિ પાતિમાં જન્મ્યો હોય, ગમે તે દેશ કે પ્રાંતમાં એ અવતર્યો

હોય છતાં એ જૈન છે : **સાચો જૈન છે : જૈનને કો-જાતિ પાતિ સાથે લેવા-દેવા જ ન હોય!** એ કે-એક જાતિ, પ્રાંત કે દેશનાં સંકુચિત પ્રદેશમાં વસનારી મીલ્કત નથી...પરંતુ એ તો સમસ્ત વિશ્વમાં-વિશાળ ભાવનાઓનાં રાજ્યમાં વસનારો જ્વલંત ધર્મ છે. જૈન એ કોઈ જાતિ નહિં પણ ધર્મ છે. એ ધર્મને છાંયડે, કે એનાં સિદ્ધાંતને ઓછાયે ઉભા રહી જે સત્ત્વશાલી વ્યક્તિ વિશ્વમાં નવાજ પ્રભાવ, નવા ઓજસ, ને દિવ્ય-તાઓ સહિત **ચેતનભર્યું જીવન જીવે, ને જીવતાં શીખવે તે જૈન છે!** ગમે તે ક્ષેત્રમાં કે ગમે તે જાતિમાં એ જન્મ્યો હોય છતાં ત્હેની શક્તિ, સદ્‌ગુણો ને પ્રતિભાથીજ ( ભલે તેણે ' જૈન ' નો બાલ્લો ડોકે લગાવ્યો નહિં હશે તોય ) તે જૈન કહેવાયઃ અસ્તુ.

આવા જૈનની ચારિત્ર એજ સાચી મુડી હોય, ચારિત્રમાં જ એ સાચી પ્રતિષ્ઠા માને, અને જ્યાં સુધી ત્હેનામાં ચારિત્રનું તેજ ઝળકે છે ત્યાં સુધી ત્હેનો નિજાનંદ આબાદ જ રહે છે. એનો દિવ્ય આનંદ ' ધન ' અને લૌકિક 'આબરૂ' બન્નેથી પર છેઃ બન્ને પર વિજય-શાલી છે. શાસ્ત્રોમાં તેમજ આ પુસ્તકમાં જ્યાં જ્યાં **जय** શબ્દ વાપર્યો છે ત્યાં ત્યાં તે બાહ્ય જગતમાંના **जय** ના અર્થમાં નહિ, પણ હૃદયની દુર્બલતાપર **जय** ના અર્થમાં વપરાયો છે. જેમકે **રાણો પ્રતાપ** બાહ્ય યુદ્ધમાં તો

જીત્યો નહોતો,–ઉલટું તેને નાસવું ભાગવું પડયું હતું અને વનવગડાઓમાં–જંગલોમાં ચીંથરેહાલ દશામાં રહેવું પડયું હતું. છતાં તે ' જૈન ' હતો. કારણ કે તેણે હૃદયના દૌર્બલ્ય પર **જય** મેળવ્યો હતો. જીંદગીની તુચ્છ સગવડો, જાહોજલાલી, લોકોમાં માનપાનઃ ઇત્યાદિ વસ્તુઓ તરફ પૂઠ કરી પોતાના ' ગૌરવ ' ને જ વળગી રહેવું.–હરકોઈ ભોગે પોતાના સ્વાભિમાન–સ્વગૌરવને લેશમાત્ર નિસ્તેજ ન કરતાં, મરતાં સુધી આત્મગૌરવને વળગી રહેવું એ જ સાચો **જય** છે, એ જ વીરતા છે, એ જ મરદાઈ છે, એજ ક્ષત્રીયવટ છે, એજ દૈવત્વ કે દિવ્યતા છે. અંતરની જીત, એજ સાચી જીત છે.બાકી કેવળ બાહ્ય જીતનો પ્રશંસનારા મનુષ્યો માત્ર આત્મઘાતી બાળ–જીવો છેઃ 'પ્રમત્ત' આત્માઓ છે. અપ્રમત્ત આત્મા–' જૈન ' તો કદીય બાહ્ય પરાજય વખતે શિર ઝુકાવે નહિ, તેમ જ બાહ્ય જીત પ્રસંગે ફુલાય પણ નહિઃ બન્ને પ્રસંગે જૈન પોતાના ' નિજાનંદમાં ' ' સ્થિર ' રહે. ' ઝુકી જવું ' અને ' ફુલાવું ' એ બંને પ્રકારની 'કમજોરી'ઓ પર 'જય'મેળવવો એજ જૈનનું–અપ્રમત્તનું દિવ્ય લક્ષણ ! આ 'વિજિગીષા' કહો, કે આ અપ્રમત્તભાવ જીવનના ન્હાના–મ્હોટા દરેક પ્રસંગમાં –ખાનગી જીવનમાં તેમજ જાહેર જીવનમાં–ક્રિયા કરવા વખતે તેમ જ પ્રતિક્રિયા કરવા સમયે તેમજ વિચાર

કરવામાં પણ-આબાદ ચાલુ રાખવો એજ 'જૈન' નો 'અભ્યાસ' હોય-'પુરૂષાર્થ' હોય-'તપ' હોય ! એજ જૈનનું તેજસ્વી જીવનઃ અને એજ એ વિજેતાનું જ્વલંત જીવન છે! વિશેષ તો આ પુસ્તકની અંદરનાં પૃષ્ઠો કહેશે.

* * *

ઉપરોક્ત આશયથી લખાયલા આ નાનકડા પુસ્તકની ટુંક સમયમાં સુધારા વધારા સહિત પ્રગટ થતી આ **ત્રીજી આવૃત્તિ** આજે વાંચકોના હાથમાં ધરતાં મને અતિ આનંદ થાય છે. હર્ષ એટલા માટે કે જૈન સમાજે 'આદર્શ જૈન' ને એકી અવાજે સાદર વધાવી લઇ વર્તમાનકાળે પ્રગટ થતાં જૈન સાહિત્યમાં તેને ઉચ્ચ સ્થાન આપી નૂતન સમાજનાં સર્જનકાર્યમાં આવા સાહિત્યની ઉપયોગીતા સ્વીકારી અનેક સુવિચારકોને આ માર્ગે વિચાર કરવા પ્રેર્યા છેઃ જે મને પરિણામે મ્હારા કાર્યમાં અત્યંત પ્રોત્સાહન કર્તા નિવડયું છે.

એ પ્રોત્સાહનના પૂરમાં પોતાનાં અમુલ્ય સમયનો ભોગ આપી આ નવી આવૃત્તિમાં હૃદયનાં પૂર્ણ સ્નેહાળ-ભાવથી 'આમુખ' લખી આપનાર મુરબ્બી શ્રી દુર્લભજીભાઇ ત્રીભોવનદાસ ઝવેરીનો હું ઋણી છું, તથા જૈન સમાજનાં પ્રાયઃ દરેક ફીરકાના આચાર્યો, મુનિવરો તથા આગેવાન પુરૂષોએ, તેમજ પત્રકારોએ પણ મ્હારા આ

ન્હાના કાર્યને સપ્રેમ વધાવી લઈ મને જે નવું બળ આપ્યું છે તે માટે સૌનો આભાર માનવાની આ તક લઉં છું.

આશા છે કે આજનો જૈનસમાજ આ પુસ્તકના સ્થિર વાંચન, મનન ને સક્રિય ભાવનાબળથી પોતાનાં વર્તમાન 'દૌર્બલ્ય'ની કાંચળી દૂર કરી જગતનાં તખ્તા પર ઔર તેજથી-પ્રકાશથી ઝળહળી ઉઠશે :

અને જૈન ધર્મને
વિશ્વવ્યાપી ધર્મ
બનાવશે ! અસ્તુ : *

માઉન્ટ આબુ.
૧૫—૭—૨૯

—લેખક.

* આ પુસ્તકનું હિંદી ભાષાંતર પ્રગટ થઈ ચૂક્યું છે :



# અર્પણ!

## એ

## વીર

## વાડીલાલજીને!

જે પુરૂષનાં પ્રબળ વિચારોની વાડીમાંથી અનેક 'લાલો'-ના ગુલાબો ખીલ્યાં છે.

*

ચીં ચીં કરતી ચૌદ લાખ ચકલીઓની સૃષ્ટિમાં 'શક્તિ' અને 'જીવન' નો સંચાર કરાવવા જીંદગીના સુંદરમા સુંદર વર્ષો જેણે નિઃસ્વાર્થભાવે સેવામાં હોમ્યા છે:

*

વર્તમાન જૈનસમાજનાં ખૂણે-ખૂણામાં ડેરા નાંખી પડેલી નિર્બળતા, કાયરતા, ભીરૂતા, પામરતા, અને સંકુચિતતા સામે સૂસવાટા કરતી લાલચોળ આગ જેના અંતરમાંથી વહી કેટલાંયના જીવનમાં અદૃશ્ય રીતે પ્રાણ પૂરી શકી છે.

*

જૈન તત્ત્વજ્ઞાન અને 'ધર્મ'ને વાયડો બનાવી, અહિંસાને અભડાવી સમાજનાં 'દૈવત' ને નીચોવી રહેલાં અધકચરા ઉપદેશકો વક્તાઓ, લેખકો ને 'સમકિત'-

નાં ખાં-હજરદારો સામે જોગે બેહદ નિડરતાપૂર્વક અવિરત ઉત્સાહે પોતાની જીંદગીનું યુદ્ધ-મોશન ૨૫, ૨૫ વર્ષો સુધી સતત્ ચાલુ રાખી 'મ્હારો સમાજ ક્યારે પ્રાણવાન, -ચૈતનવંતો બને અને મ્હારો ધર્મ તેની પ્રાચીન દિવ્યતાથી ક્યારે ઝગઝુળી ઉઠે ?' ની લગનીમાં તન, મન અને ધનનો ભોગ આપતાં આપતાં અનેક રાત્રિનાં અખંડ ઉજાગરાઓ જેણે વેઠેલાં છે...........

એ,

આ શુષ્ક સમાજમાં

**અકસ્માતે ઉતરી પડેલા**

વિજળીનાં ચમકારા કરતાં

**વીર વાડીલાલ**

કે

જેનાં પ્રજ્વલગતા વિચારોના પ્રચંડ મોજાંઓ નીચે આજકના જેવી ગરમ દિલની-પાતાળ ફેરવીને અરતી એક પવિત્ર સુકુમારતાની ગુપ્ત-ગંગા વહે છે.

તે

'નગ્ન સત્ય' નો પૂજારી

**અને Neo Jainsm નવસર્જનના સ્વપ્નદ્રષ્ટા**

**શ્રી. વા. મો. શાહના**

**ધબકતા**

**લોહીને**

**સપ્રેમ**

**સમર્પણ !**

**—બંસી.**



# આમુખ

નવયુગના જૈન સાહિત્ય-મંદિરે ગૌરવભરી ચાલે અનેકનાં આશીર્વાદ સાથે પ્રવેશ કરતું, સાચા તેજસ્વી જૈન અને ઉજ્વલ 'જૈનત્વ' ની રોશનીનાં પ્રતિનિધિ સ્વરૂપ આ ચૈતન્યભર્યું '**આદર્શ જૈન**' પુસ્તક વાંચી કયા જૈનના અંતરમાં આશાના અમી નહિ ઉભરાય? નિરાશ હૈયાની એ પ્રબળ આશા છે. આસુભર્યા દિલમાં આનંદના ઉભરા લાવનાર એ ચેતનશક્તિ છે. પ્રાયઃ ભુલાઈ ગયેલા અને કાંઈક અભ્યાસ વિના અવળી રીતે સમજાયલા 'જૈનધર્મ' ને ખરી રીતે સમજવાની આ એક સાચી ચાવી છે. સાચા ને બહાદુર જૈનો ઘડનારી આ અદ્દભુત એરણ છે. અહો ! દિન પ્રતિદિન કંગાળ અને માંવકાંકલા બની રહેલા જૈનોને જાગૃત કરી 'જીવન' ના પાણી પાઈને જીવાડનાર એ મહા સંજીવની છે. '**આદર્શ જૈન**' એ ખરેખર બંસીના નાદોથી રણકી રહેલી એક અમૃત-ઝાલર છે.

**આજનાં** જૈનો એ ઝાલરને સાંભળીને સમજતા શીખે, અને તેનાં સૂરોની શક્તિને પોતાના અંતરમાં ખધરાવી શક્તિને પોતાનું કામ કરવા દે તો આવતી

કાલનો આપણો દિવસ ધન્ય છે; આવતી કાલનો જૈન-ફાલ સૌરભભર્યો ઉતરે, આવતી કાલનો જૈન ધર્મ અનેક પ્રકારનાં તેજોથી ઝળહળી ઉઠે, અને જગતમાં 'જૈન ધર્મ' ની પુનઃ ઘરે ઘરે પ્રતિષ્ઠા થાય; એ દિન ક્યારે ... ... પ્રભુ ... ... કે જૈનો ... ... **આવા આદર્શ જૈનો બને ?** કે એનાં સૂરો સાંભળીને 'આદર્શ જૈન' બનવા તલપે ?

ખળખળ વહેતી કોઇ સરિતાના એકાંત કાંઠે, વસ્તીના વિષમય વાતાવરણથી વેગળા, પ્રાતઃકાલની પવિત્ર પવન લહરીઓ વચ્ચે પ્રકૃતિએ પ્રેમપૂર્વક પાથરેલા હરિયાળા ગાલીચા પર ઉભા રહી મસ્ત ચહેરે મનમોહક મોરલી બજાવતા એ કૃષ્ણચંદ્ર-મુરલીધરનાં દર્શન, ઓ વાંચનાર ! ત્હમે કર્યાં છે ? એ મોરલીમાં કોણ કોણ મુગ્ધ નથી બન્યું ? પોઢેલા ચૈતન્યને ચેતવતા એ સૂરો આગળ કોણ કોણ નાચ્યું નહિ હોય ? એ 'મીઠો નાદ' કેટકેટલી ગોપગોપીઓ, મૃગલા ને સર્પો, પ્રાણીઓ, વૃક્ષો ને ઝાડો, જળ ને જમીનને ડોલાવી રહ્યાં હશે ! એ અપૂર્વ અવસરોનાં લ્હાવા લેવા હું ભાગ્યશાળી થયો નથી, એ કૃષ્ણની મનમોહક મુરલીનાં સૂરો સાંભળવા કે એ મધુરાં દૃશ્યો નજરે નિહાળવા બાવો બન્યો હોત તો આપણાં '**બંસી**' ના એકી અવાજે

આદર પામેલા આ 'આદર્શ જૈન'ના સુરવરોથી મસ્ત બનતા બાવાઓ અને બાવાઓના ભક્તો પર થતી અસર હું આબેહુબ સમજાવી શકત!

એ સંગીતનાં મધુર આલાપો ઝીલનારા આજે શુદ્ધ કાનો ય ક્યાં છે? વસંતને જીવનમાં પધરાવનારા જૈનો—મનુષ્યો ક્યાં છે? આજે તો સર્વત્ર પાનખર રૂતુનાં પૂજન ચાલે છે. લીલવણી બળી જતાં સુકવણીની આરાધના મંડાણી છે. રસનાં સાગરો સૂકાઇ જતાં અધ્યાત્મને નામે અરસિકતાનાં ખારા જલ પીવાય છે; જીવન મ્હાણવાની 'કળા' ય આજે લુપ્ત થઇ છે. જીવન જીવવાની પરવા ય ઓછી થઇ છે. મરવાને વાંકે જેમ તેમ જીવી નાખવાની મહેરબાની જ માત્ર આજ તખ્તેનશીન છે! તેવા સમયે ભાઈ બંસી ... ...પોતાના મધુર સૂરથી સંભળાવે છે: વાડાઓ—સંપ્રદાયોના વાડામાં પુરાયલા પાડાઓની પીઠ પર ચાબુક લગાવી આવી ભાવસૂચક તીણી ચેતવણી આપે છે કે:—

'પીંજરામાં પૂરાયલા પરવશ પંખીઓ,
પાંખોની શક્તિ ગુમાવશો તો શા હાલ થશે?
જૈનો વનરાજ હોય તો તેને બંધન શા?
બંધન તો 'ઘેટાં' ઓને—જંજીરો તો
ગુલામોને હોય!

* * *

પ્રભાતીયાની નોબતોનાં નગારાં ગડગડી ગયાં છતાં ગુલાબી નિદ્રામાં આલોટતા અનેક પ્રમાદીઓને 'બંસી' નાં નાદે 'આદર્શ'ના તરફ દોડતાં કર્યાં છે, કે જાગો ! જાગો ! જૈનો ! જાગો ! !

**બંસીના** સૂરો એક પછી એક વિચારપૂર્વક સાંભળવા જેવાં છે:—'**જૈનોનું જીવન એક લાંબી લડાઇ જેવું છે**' આ શબ્દ શું પાઠ આપે છે ? એ જ કે લડાઇથી ભડકતા આજનાં જૈનોએ હજુ બહુ જાણવાનું રહે છે કે **લડાઈ ને જૈન ભિન્ન નથી; જીવન ને જૈન જુદાં નથી.** તેમજ લડાઇ ને જીવન એક જ સ્વરૂપ છે. તેથી જૈન અને લડાઈ; Struggle & Jaintwa બન્ને સાથે જ વિચરનારા સહચારીઓ છે. આ દર્શાવી પ્રગતિનાં પંથે પડેલા પ્રવાસીઓનો સાથ શોધી આપી 'બંસી' ની કલમ સાચું 'જૈન–જીવન' જીવવાનાં અમૂલ્ય પાઠો પઢાવી, સંગઠ્ઠન–સંગ્રામ માટે સૌને '**તંદુરસ્ત યોદ્ધાની તાજગી**' બક્ષી ખાસ કરી યુવાનોને ઉશ્કેરે છે– જીવનનાં નૂર ઝળકાવવા નવયુવકોને અનેકવિધ તે પ્રેરણા કરે છે !

**આવા આવા અનેક મનહર દશ્યો** આ પુસ્તકમાંથી જોવા હું તો ભાગ્યશાળી થયો છું. ભાઈ 'બંસી'– એ દુર્લભ મનાતું તેને સુલભ કરી સમજાવ્યું છે, શુન્ય–હૃદયી શુષ્ક મનુષ્યોમાં પણ ભવ્ય ભાવનાઓનાં ઉંડાણો લેવરાવ્યા છે: એ કહે છે:—

**અખૂટ શ્રદ્ધા અને અનંત ધૈર્યથી,**
**સ્હાનુભૂતિ ને વિશાળ દૃષ્ટિથી**
**જગત પર હું પગલાં પાડીશ :**

નિરાશાના નિશ્વાસોથી નાસીપાસ થયેલા યુ-ધ્યોમાં 'આદર્શ' ની 'માત્રાઓ' થી જીવનમાં નવું જોશ આપ્યું છે; વળી:—

**હું હસીશ, જગતને હસાવીશ,**
**હસાવી સૌને આરામ આપીશ,**
**આત્માની પ્રસન્નતા ચીરકાળ ખીલતી રાખી**
**એ શીતલતાને આરે સૌને વિશ્રામ આપીશ.**

કુટુંબ કિચ્ચડમાં ખૂંચી ગયેલાઓને 'ઘંસા' ના સૂરોએ અદ્ભુત જાદુથી જાગૃત કર્યાં છે. અને બચાવ્યા છે, શાન આણી છે. સમજાવ્યા છે કેઃ—

**જૈન સંસારી છતાં**
**અસંસારી જેવો રહી શકે છે,**
**અસંસારી થઇને ય**
**સંસારીનાં સુંદર તત્વો સમજે છે,**
**અને સંસારમાં એ સ્વર્ગ સર્જી શકે છે :**

ઉપરાંત લેખકે પોતાની લાક્ષણિક શૈલી અને પ્રાણવાન ભાષામાં અનેક પ્રકારનાં નવનવિન વિચારોનાં તણખા વેરી, શૌર્યભર્યા સુરોથી 'દયા'—અને

'અહિંસા' ને નામે ઘર કરી બેઠેલી 'ડરપોકતા' ને દૂર કરવા સૂચવ્યું છે. લેખકે ખરેખર આ યુગનાં અનુકૂળ અવાજે, યુગધર્મને લક્ષમાં રાખી, જૈનત્વનું સાચું નૂર શેમાં છે તેનો અભ્યાસ કરી આ 'મુડદાલ' સમાજમાં ચૈતન્ય પ્રગટાવવા પગલાં ભર્યાં છે, પ્રાપ્ત પ્રસંગને પીઇ જઈ–જીરવી લઈ સુખદુઃખમાં મનની સમતોલ–વૃત્તિ સાચવવાનાં આદર્શો સીંચી 'પોચા વણીકો' ને પુરૂષસિંહ બનવા પ્રેર્યા છે.

આત્માને પરમાત્મ પદ પર સ્થાપવાનો–બનાવવાનો વીર બોધપાઠ પદે પદે આપ્યો છે–હવે કેટલાં ભાગ્યશાળી જૈનો આ સુર સાંભળશે ?

* * *

જૈન ધર્મ એ તો સારાય વિશ્વની મિલ્કત છે. કોઇ સંપ્રદાય કે ટોળાંની–ગચ્છની નહિ! જે કોઇ વીર–'જૈનત્વ'ને વરે તે જ જૈન...એવું વિશાળ સુચન કરતાં આ પુસ્તકની દરેક દરેક લીટી, આ કટોકટીનાં મામલામાં સાંપ્રદાયિક કુપમંડૂક ને ઝેરી પ્રવૃત્તિઓ થંભાવીને સૌ કોઇએ–જૈનોએ મનન કરવા જેવી છે.

આ પુસ્તકમાં, આશા પ્રેરતા યુવાન લેખકે પદે પદે જૈનત્વને 'વીરતા' માં પરિણમાવી જૈન જાતિને તેની પૂરાણી રાજપૂતિનું કળાપૂર્વક ભાન કરાવ્યું છે, અને 'ક્રાન્તિ' નાં કાળે ઘરમાં ભરાઇ રહીને રક્ષણ

શોધવાને બદલે, 'મનુષ્યત્વ' કે 'જૈનત્વ' ને ભક્ષણ કરી રહેલાં સામાજિક કટુ બંધનો અને સડેલી રૂઢીઓને નિમૂંળ કરવા બળ પ્રેર્યું છે. તથા **गुणाः पूजा स्थानम् न च लिंगम् न च वयः** એ કિંવદંતી સાક્ષાત સાબીત કરી બતાવી છે.

અંતમાં ઉત્સાહી લેખક ભાઇ 'બંસી'નાં સુસ્વરો સમાજના કાને પડે અને વર્તમાન સમાજ સાંભળીને એ સૂરો હૃદયના તાર સાથે મિલાવે ! એ ભાવના સાથે લેખકનાં સફળ પ્રયાસ માટે અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું.

જેપૂર<br>અસાડ સુદી ૨ } દુર્લભજી ત્રી. ઝવેરી.

---



---

# વાંચનારને !

## સુભાગ્યશાળી આત્મસ્વરૂપ !

આપ આ પુસ્તકને 'ગમે તેમ' જલ્દી જલ્દી
વાંચીને પૂરૂં ન કરશો : પરંતુ પુસ્તકના
ભાવો, ભાવનાઓ ને વિચારો બારિકા-
ઇથી સમજવા પ્રયત્ન કરશો જ,
એમ લેખક ચાહે છે : બની શકે
તેટલી ખૂબ શાંતિ ને ધીરજ
પૂર્વક પુસ્તકનું હૃદય પારખવા
કાળજી રાખશો : રે ! આપ
મનનપૂર્વક વાંચજો : આટલું
કરશો તોય પોતાની
પર આપનો ઓછો
ઉપકાર નહિ
થાય....!



ॐ अर्हम्

# આદર્શ જૈન

## શાંતિ ! શાંતિ !

સકળ વિશ્વની શાંતિના ચાહક,
અય ચેતનભરી શાંતિના શાણા દૂત !
પ્રભાતના ખીલતા કમળ,
જીવનપ્રતિભાના પૂજારીઓની
ભક્તિના ઓ અધિકારી પુરુષ !
નવજીવનનું મધુર ગાન લલકારનાર
પ્યારા સનાતન સંગીતશાસ્ત્રી !
સ્વાગતમ્ ! સ્વાગતમ્ !

* * *

ક્ષાત્રધર્મની ગરવી ગીતા સુણાવનાર,
દિલદિલમાં દીપક ચેતાવનાર,
આનંદની લ્હેરો સ્ફુરાવનાર,
અજ્ઞાન નિદ્રામાંથી જગાડનારી
એ પ્રેમળ જ્યોત !

* * *

વીરયુગના પ્રધાન પુરૂષ-
મેરૂને ડોલાવનાર મહાવીરના સુપુત્ર !
મોક્ષમાર્ગના પ્રવાસી
પવિત્ર ને મોહક પ્રતાપવંતા પુરૂષ !

* * *

ભીરૂ ને નિર્બળ બનેલા
આળા ને ઠીંગણા થયેલા .
નિસ્તેજ ને બડબડાટભર્યા
સમાજ, રાષ્ટ્ર ને વિશ્વમાં
નવચેતનની, નવઆદર્શની ગંગા વહેવડાવનાર
અય ! બખ્તર સજીને નિકળેલા
અલમસ્ત બહાદુર યોદ્ધા ! જૈન :

* * *

એ મધુરતાની મીઠી મૂર્તિ,
માનવતાના આદર્શ પ્રતિનિધિ,
જૈન સંસ્કૃતિના શ્રેષ્ઠ તત્વોનો સમુચ્ચય
ભાગ્યશાળી નરોત્તમ !

* * *

જીવનનાં આકરા આદર્શો
સેવનારા એ જબરા ઉપાસક !
ઉગ્ર તપશ્ચર્યા ને યાતનાઓ
વેઠનારા કાળજૂના યોગેશ્વર :
સ્વગૌરવની પરમ જ્યોતિ,
ચેતનવંત શિખાઓથી જ્વલંત
સ્વાતંત્ર્યની સાક્ષાત્ મૂર્તિ,
એ દુનિયાના દિલારામ !

* * *

નિજાનંદમાં મસ્ત એ ગુલાબ !
સિંહણદૂધને જીરવનાર કનકપાત્ર,
ફૂંફાડા મારતા વિષધરોને
શાંત કરનાર અય બાહોશ જાદુગર !

* * *

'જયશક્તિ' નાં પ્રચંડ સૂસવાટથી
Wall-દિવાલોને તોડતી હવા !
સાહચર્યબાગના ચતુર માળી,
વિશ્વધર્મોનું પવિત્ર મંદિર.

* * *

નવપ્રભાત શા શાંત ને મોહભર્યો
તાજા ખુશનુમા એ પુષ્પ,
ચારિત્રની મોહકતા પાથરનાર
વાસનાને જીતવા નિકળેલા શૂરા સૈનિક !
સંકટોને વીંધી દોડનારા
અનંત બળના ધણી-
સિદ્ધશીલાના એ ઉમેદવાર,
પ્રસન્ન ચ્હેરાનાં તેજસ્વી વીરઃ આદર્શ જૈન !

* * *

સબુર કર !
જરા શાંતિ ધર !
શાંતિ ! વીરા શાંતિ ! જરા થોભી જા !
તારી યશગાથા ગાવા દે !
આ પ્રતાપી ને પ્રેરણાદાયી 'જય'યુક્ત
જીવનમાંથી તેજ સૌને પીવા દે !

સૃષ્ટિનાં હૃદયમાં
નવો પ્રાણ ફૂંકાવા દે !
જીવનખંડેરોમાં પડેલાંઓને
સાચા જીવનની કળા શીખવા દે ! ખીલવવા દે !
અજ્ઞાનસાગરમાં ડુબતાં જનોને
તરતી નૌકા પર ચડવા દે !
જીવનનાં ઉન્નત પગથાર પર
ચડતાં યાત્રિકોનું યાત્રાધામ શોધવા દે !
તારી અલૌકિક શાંતિમાં
જીવનનો બધો થાક ઉતરવા દે !
કળાવિહીન કંગાળોને
જીવનકળાથી સમૃદ્ધ થવા દે !
એ ખીલતા પ્રભાતનાં રંગોથી
રાત્રિના અંધારા ઉલેચવા દે !
સંસ્કૃતિ ( Culture ) નાં રૂંધાતા માર્ગને
અનંતશક્તિથી સાફ કરવા દે !
માનવતાનાં દિવ્ય આર્ષદર્શન
પ્રત્યક્ષ કરવા ઝંખનારને સંતોષવા દે !
શૂરવીરોનાં ક્ષાત્રતેજ સાથે
અહિંસાનાં અમૃતસંગમ જોવા દે !

'અધ્યાત્મ'ની ઠગારી છાયાને સ્થાને
સાચા સંયમ ને ચેતનના તણખા ઝરવા દે!
વિશ્વનાં ક્ષુદ્ર મોહ ને વિખવાદો બદલે
સુધાનું સિંચન બસ! થવા દે! થવા દે!

* * *

સબુર કર, વીરા!
સબુર કર જરા!
દુનિયાની તું અમર આશા છે:
ઉભો રહે! વીર, હું તને દોરી લઉં?
હૃદયના કાચ પર આસ્તેથી ઉતારી લઉં.
હા....હા....ઉતારૂં છું....પણ....
પણ, આ તેજ ને પવિત્રતા આગળ
કલમનાં ગર્વ ગળી જાય છે:
પવિત્રતાના હીમાળા પાસે
વિચારોનાં પુદ્ગલ ઠરી જાય છે:
પ્રિય પુરૂષ! આદર્શ વીર! સાચા જૈન:
તારા પવિત્ર ઉરમાંથી—
હૃદયના પવિત્ર કોણમાંથી
આ પીંછીને–કલમને ય
યશના આશીર્વાદ આપ! વીરા!

* * *

ઓ! અનંતની મુસાફરીએ નીકળેલા
ફાળ ભરતાં કેસરી સ્વાર! સબૂરી પકડ!
આ કેસરીની કેશવાળી
જરા ઢીલી પકડ!
તારું આ રમ્ય ને મનહર
ચિત્ર મને ચિતરવા દે! ચિતરવા દે:
ચીતારાની બુદ્ધિને થાક ચડે,
ને અદ્ધવચ્ચેથી પીંછી પાછી ફરે છે.
પણ અહાહા! પીંછીને અનંતકાળની
ક્ષુધાને અંતેજ આવું એકાદ સુંદર મિશ્રણ મળે છે,
કેમ છોડાય?
વીર! તેજસ્વી વીર!
ચિતરવા દે, તારા સ્વરૂપને: ઓ આદર્શ જૈન!

* * *

દુનિયા સાંભળજે!
જૈનનું લોહી અદ્ભૂત છે.
સાચા જૈનનું સ્વરૂપ અદ્ભૂત છે:

* * *

શક્તિમેયાનું મંદિર તે 'જૈન' છે.
જયશાળી તત્વની ગુફા
તે 'જૈન ધર્મ' છે.
'જૈન' નામ ભૂલો,
જૈન 'વસ્તુ' સમજો,
જીતવાનો જેનો જીવન-મંત્ર તે જૈન.

* * *

જૈન એટલે અજેય,
વિજયીનો વિજયી:
સર્વ કાંઈને જીતવાની પ્રકૃતિવાળો.
જયને શોધવા 'સતત' મથનારો
તે સાચો 'જૈન'.
નિર્જીવ સૃષ્ટિની કોઇ સજીવ મૂર્તિ,
સ્વાધીનતાની ભાવનાનો અખંડ પૂજારી,
કર્મયોગનો ઝુંડો ફરકાવનાર
તે સાચો જૈનઃ આદર્શ જૈન!

* * *

'જૈનત્વ' એટલે 'આત્મા':
અને આત્માજ બહુમૂલી હીરો છે.

જે હીરો સર્વ કાંઇને છેદે છે પણ
કશાથી છેદાતો નથી,
સર્વ કાંઇને જીતે છે પણ
કશાથી ય જીતાતો નથી;
એ ચૈતન્ય કહો કે જૈનત્વ
સર્વ પ્રદેશે જીતનાં ડંકા બજાવે છે.
ચેતનથી ધબકી રહેલો સાચો જૈન
સર્વત્ર ચૈતન્યની સરિતા વહાવે છે.
ચેતન એનું સ્વરૂપ, ને
ચૈતન્યભરી દ્રષ્ટિ છે જેની તે 'જૈન.'

* * *

એ 'જૈન' કોઇ જાતિ–પાતિ નથી.
કે કોઈ ટોળાંનો 'રીઝર્વ્ડ ડ્રેસ' નથી
પરંતુ 'જૈન' એક સુંદર ધર્મ છે:
જીવનકળા–સૂચક એ ભાવના છે.
જીવનબાગ ખીલવનારી એ ફળદ્રૂપ ભૂમિકા છે:
તેથી 'જૈનત્વ' ને ખીલવે તે જૈન,
આત્મવિકાસ સાધવા મથે તેજ સાચો જૈન.
એ કોઇ 'અમુક' ટોળાની વ્યક્તિ નહિં
પણ દિવ્યતાના ગગનચુંબી શિખરોપર
'ચડવા દોડનારી શક્તિ' તે છે જૈન !

* * *

'જૈન' શબ્દ, સમુહસૂચક નહિં
પણ ભાવસૂચક 'શક્તિ' છે.
Life જીવનસૂચક એ ભાવના છે.
આત્મા જેમ જેમ કસાય
તેમ તેમ શક્તિનાં સૂસવાટા છૂટે છે
ને સિદ્ધિઓ વરે છે તે જૈનઃ

* * *

**આદર્શ જૈન: એ અમોલો હીરો:**

સ્વપ્રકાશ ને શક્તિનું સરોવર છે.
મનુષ્ય એ (આત્મા) હીરાનું 'ઘર' છે.
પણ ઠેર ઠેર ઘર એ જેલ બન્યું છે;
જેલને પુનઃ હીરાનું ઘર બનાવે
તેજ આદર્શ જૈન !
અને જે વિધિ ( Procecs )થી બનાવે
તે વિધિ સે જન ધર્મઃ
સામાન્ય જનતામાંથી
ઉંચ્ચ સંસ્કારવાળા 'દેવ' કે વિજેતા
ઘડનાર વિધિ (Process) તેજ જન ધર્મ.
જ્યાં જ્યાં 'ઘડતર' ક્રિયા ને ઘડતરકળા

ત્યાં ત્યાં જ વસે છે સાચું જૈનત્વ !
જ્યાં જ્યાં નિરંતર પ્રગતિ-( Progress )
ત્યાં ત્યાં જ સાચો જૈન ધર્મ.
જ્યાં જ્યાં જીવનમાં નિત્ય નવા ઝરણાં વહે
ત્યાં ત્યાં જ વસે છે ખરૂં જૈનત્વ :

* * *

પૃથ્વી પરનાં સામાન્ય જન કરતાં
જેનાં બે ખાસ લક્ષણો તરે,
માત્ર બે માત્રા ૈની વિશેષતાઃ—
તે જ્ઞાન અને ક્રિયાની બે પાંખો,
જેણે ' ઉડવા ' ના માર્ગે સજી છે તે જૈનઃ
જ્ઞાન-શક્તિ જેની જાગૃત હોય,
ને ક્રિયા-શકિત સતેજ હોય,
' આંતર દૃષ્ટિ ' સાથે સહાય જે
' વિજય ' ના માર્ગે આગળ વહતો હોય
તેજ આદર્શ જૈન ! સાચો વીર :
એવા જૈનોને ઘડનારૂં, વિધિ ( Process )
તે જૈન ધર્મ.
અને તે વિધિની પ્રમાણિક નોંધ તે જૈનશાસ્ત્રઃ

જીવનકલાનાં શાસ્ત્રો તેજ જૈનશાસ્ત્ર;
આંતરવિકાસનાં ક્રમસૂચક
ઇતિહાસનું આલેખન તેજ ધર્મશાસ્ત્ર.
તે વિધિ, તે પદ્ધતિ–
બુદ્ધિ અને લાગણીને
તીવ્ર અને નિર્મળ કરવામાં કુશળ જે પદ્ધતિ
તેજ 'જૈન ધર્મ'!
જીવનને દિવ્ય ને ક્લેશમુક્ત
કરવામાં સીધી રીતે સહાયક બને તે જૈન ધર્મ.
Wants જરૂરીયાતો પર
જય મેળવવાનું શીખવનાર તેજ પરમ જૈન ધર્મ.
એ વિધિને–મનુષ્યત્વને ઘડનારી
વિધિને સમજવાની,
અને એ વિધિને અનુસરવાની
આતુરતા ને શક્તિ
જ્યાં જ્યાં ઉછાળા મારે છે તે સર્વનો
સરવાળો તેજ ગૌરવવંતો જૈન સંઘ!

* * *

જૈનસંઘનું અસ્તિત્વ માત્ર ભાવનામાં હોય,
સ્થૂળમાં નહિ, 'જયપિપાસા'નો મેળો તે જૈનસંઘ!

સમાન ગુણશક્તિઓ ધરાવતાં મનુષ્યો વચ્ચે
સ્વાભાવિક ઐક્ય તે જૈન સંઘ.
સરખા પોષાક, સરખા શબ્દો
સરખા ક્રિયાકાંડ ને સરખી રહેણી કરણી
કોઈ જૈન સંઘ 'રચે' નહિ—
સમાન 'વિજીગીષા'* જ
રચે છે જૈન સંઘ !

* * *

નૂતન માનવસૃષ્ટિ ઘડવાની
તમન્ના હોય પ્રત્યેક જૈન સંઘમાં !
જીર્ણ ને સડેલી
રોગીષ્ટ ને નબળી
સર્વ ચીજોનો નાશ કરી
જન્માવે તેમાંથી દિવ્ય તેજસ્વી સ્વરૂપ
તેજ આદર્શ જૈનઃ
નવો પ્રકાશ ને નવી શક્તિની
પ્રત્યેક પળે જે શોધ કરે,
તેજ આદર્શ જૈન !
'જૈનત્વ' જેને વર્યું છે તે 'જૈન' !

* * *

* જયપિપાસા.

'જૈન' ને કોઈ જાતિનું બંધન નથી,
પ્રકૃતિજ જૈન 'ઘડી' શકે છે.
કો દેશ, પંથ કે જાતિનો
કોઈપણ જયવંત બહાદુર પુરૂષ તે 'જૈન'!

* * *

(આત્મ) આઝાદીનો મંત્ર ફૂંકનાર
પ્રત્યેક માનવી છે 'જૈન',
પરતંત્રતાની બેડીઓમાં રમનારો
પ્રત્યેક 'પ્રાણી' છે અજૈન:

* * *

એકાન્તમાં યોગ કરનારા
યોગીઓ દુનિયામાં બહુ યે છે:
પણ સમુદાય વચ્ચે ખેલતા રહી
'સામાયિક' કરનાર એક જ વીર 'જૈન' છે:

* * *

ક્ષત્રિય વંશનો એ પુરૂષસિંહ છે:
શૂરવીરતા નીચે સાધુતા ટપકે છે:
મગજમાં ઠંડી છે, હાથમાં ગરમી છે,

ભયંકર યુદ્ધોની વચ્ચે પણ
Cold headed શાંત ચિત્તનો એ સૈનિક છે :
કોઈ ટોળાં કે પંથનો ઘેટો નહિં,
'વાડાવાડી' નાં પીંજરનું પંખી નહિં,
એ તો વનરાજ છે ખુલ્લાં વનોનો !
જેલની દિવાલો તો
'ઘેટાં' માટે જ મુબારક હો !
વનરાજને બંધન શા ? વીર્યશાળીને દિવાલો શી ?
સિંહણસુતને તો જન્મથી સ્વતંત્રતા જ
વરેલી હોય !
સ્વાધીનોને જંજીરો શી ?
શ્વેતાંબર, દીગંબર ને સ્થાન૦ ના લેબલો શા ?
નિર્બળતાનું સંતાન—'ગુલામી' માંથી જ
'વાડાવાડી' ઓની બેડીઓ ઘડાય છે.
એને તોડવી એ જ 'જૈન' નું કાર્ય.
ઉછળતા ચૈતન્યને કઇ દિવાલો ખાળી શકે ?
તેથી Wall ને તોડી Hall રચવો તેજ તેનું કાર્ય !

* * *

જૈનની જીંદગીનું લક્ષ્ય

'જીતવું' 'જીતવું'—વિજીગીષા* છે.

* will to conquer.

લક્ષ્ય સાધના કાજે
ઇચ્છાશક્તિને* સહાય તે ખીલવે છે.
દુનિયાની એક જ એ રાણી છે–
Ruling Power—
Will–to–power.
પ્રબળ ઇચ્છાશક્તિજ
યોદ્ધાનું એક મજબુત શસ્ત્ર છે.
વિજેતાની એજ સાચી સહચરી છે :
તેથી જૈન પળે પળે 'ઇચ્છા'ને મજબૂત કરે છેઃ
દુનિયા એનું એક સંગ્રામસ્થાન છે.
તેની ઇચ્છાશક્તિનું ક્રિડાસ્થાન છે
લડાઇમાં જીતતાં જીતતાં
એક પછી એક ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરવી
એજ લડાઇનું લક્ષ્યકોણ છે.

* * *

જીંદગીને વર્ષોથી નહિં, પણ
'જય'નાં પગથીયા પરથી 'જૈન' માપે છે.
પહેલા 'પોતાને' જીતે છે,
પછી જગત પર દૃષ્ટિ ફેંકે છે.

---

* will

જનની પ્રકૃતિમાંથી
આનંદ, શક્તિ ને પ્રેમમાંથી
સર્વે 'શાસ્ત્રો' જગતમાં જન્મે છે:
દુનિયા, યુદ્ધ ને જીંદગી
ત્રણે તેનાં એક સ્વરૂપ છે,
આનંદઘનજી યોગીનાં
મસ્ત અમીરસ ઝરણું
ઝીલનારી એ જ ભૂમિકા છે.
સંગમદેવનાં ઉપસર્ગો
સહનારો એજ 'માટી' છે.

* * *

જૈનનું 'હું' વ્યક્તિમાં નહિં,
સમષ્ટિમાં જઇ સમાય છે.
દુનિયાના સર્વ જીવો
એનાં પ્રિય આત્મસ્વરૂપો છે !
જૈન, પહાડના શિખર જેવો છે.
સપાટીથી ઉંચે વસે, ને
લૌકિક વ્યવહારથી દૂર 'ઉડે' છે.
દુનિયા કોઇક વાર

એનાથી ખૂબ જ ભડકે છેઃ—

કારણ, ભડકવું એ દુનિયાનો સ્વભાવ છે.
અને લૌકિક ધર્મ કરતાં
જૈનને-આદર્શ જૈનને-પ્રતાપી પુરૂષને
Truth 'લોકોત્તર' ધર્મમાં વધુ શ્રદ્ધા છેઃ

* * *

જૈનઃ—

વીરોનાં લોહીમાંથી

ઘડાયેલું એ બદન છે.
શત્રુનાં બાણોને શરમાવનારૂં
એનું અદ્દભુત હૃદય છેઃ
દુનિયાના ઉંચા, ખાનદાન
વીરતા ને સાધુતાભર્યો
આધ્યાત્મિક જીવનોનો એ સમુદ્ર છે.
'ડર' એના 'અમર્યાદ' દુર્ગની બહાર પડ્યો છે.
'સંશય' એના પગ તળે નિરાંતે સૂતો છે.
આરામ તેના જીવનકોષમાં નથી.

* * *

## એ સાચો જૈન–આદર્શ જૈન છે

જેના મુખડા પર
ચંદ્રની ઘેરી શીતળતા હોય!
સૂર્યના જેવો તેજસ્વી ઝગમગાટ હોય!
મસ્તકની આસપાસ
ઝળહળતી તેજસ્વી પ્રભા
Halo of light
'જય'નાં સૂક્ષ્મ કિરણોથી આંજતુ રહે.
મનુષ્યનો બુદ્ધિવાદ થાકીને
એ તેજની આગળ
શિર નમાવી તહેનાતમાં ખડો રહે!

* * *

મુખમુદ્રા પર વસેલી ભદ્રિકતા,
તેજનાં કિરણ પ્રસરાવતું
એ મનહર કપોળ,
કાંતિ ને બળથી
થનથનાટ કરતું સુદૃઢ શરીર,
ખીલતું સૌંદર્ય ને જૈનની જુવાની
જોનારને પણ જોમ પ્રેરે.

* * *

આંખોમાં વીરતાનું પાણી ઉભરાય,
એકમાં વૈરાગ્ય, બીજીમાં યુદ્ધ—
આત્મયુદ્ધના પડકાર સંભળાય !

* * *

પ્રેમાળ ને મોહક આંખો જ
જગતપર શાસન કરે,
આંખના ઇશારે
અગ્નિ પર શાંતિના સિંચન કરે.
ચ્હેરામાં અમૃત એટલું હોય
કે જગત પી પીઇને વધું તરસ્યું બને !
જીવન જેવા ગુલાબી ગાલો પર
બ્રહ્મચર્યનું નિશાન ફરકે.
શક્તિ, પ્રતિભા ને તેજથી
દુનિયાને તાજુબ કરે.
ભલમનસાઇ ને શુભ ભાવનાની રેખા
પાંપણ પર લ્હેરીયાં લ્યે,
સુશીલતાના ભારથી જૈનનાં ભવાંઓ નમી પડે !

* * *

મુખના મૃદુ મરક્લે
દુનિયાને ઝૂકતી કરે છે.
દુઃખનો લીસોટોય કરવાની જગ્યા જૈનના
આનંદમસ્ત ચ્હેરા પર ખાલી ન હોય !

* * *

જૈન ગંભીર છે, આનંદી છે.
ગંભીરતા ને આનંદના મિશ્રણથી જ
તેનું કલેવર ઘડાયું છે.
ગંભીર ને હસતી ચક્ષુઓમાંથી
મધુરી રતાશનાં શેરડા ફૂટે.
નસનસમાં જીવંત લોહીના ધબકાર થાય.
જીભની મીઠાશે પત્થર પણ પીગળી જાય.
સૌમ્ય, શાંત ને વીરતાભર્યાં
સુવચનો સોંસરા ઉતરી જાય.
સ્વાર્પણની રોશની એના
શ્વાસોચ્છ્‌વાસમાંથી જ પ્રગટી રહે !

* * *

જૈનના જીવનમાં
અડગ ધૈર્ય ને અખંડ શાંતિ છે.
પુણ્યભાવનાનાં આંદોલનથી
સકળ ચેતનને પાવનકારી બનાવે છે.
હેતભર્યાં નયનોમાંથી
વિશ્વપ્રેમના વહેળાં વહે,
મનની પવિત્રતા ને
સૌમ્ય પ્રકૃતિનું ત્યાંથી દર્શન થાય !

*　　*　　*

જૈન બોલે થોડું પણ ખૂબ મીઠું.
જાણે અમૃત ઝરે છે, પીઇ લઇએ.
તેની મૃદુ વાણી કઠોરમાં કઠોરને પણ
ભેદી નાંખે તેવી મર્મભેદક લાગે.
સૌને ચ્હાય, ને ચહાવે.
મધુરાં વચનોથી વિશ્વને વશ કરે.
વીર્યનો સંગ્રહ એ તેનો ખજાનો છે.
વીર્યને ફેરવવાનું કયાં,
એ જૈન જાણે છે:

વીર્ય વિના મનુષ્યત્વ ન ઘડાય,
મનુષ્યત્વના સાધકનો પહેલો જ એ ધર્મ છે.
સંગ્રામમાં જ વસનારો—જૂઝનારો જૈન
વીર્ય વિના સંગ્રામ કેમ જીતે ?

*　　*　　*

દૂધમલ્લોની મસ્તી કરી જાણે છે.
છતાં ક્યાં શાંત રહેવું,
ક્યાં "ગમ ખાવી" તે સમજે છે.
જીવનથી ને જીગરથી
મોક્ષ, સ્વતંત્રતા, મુક્તિનો એ ચાહક છે.
દિવાલો—પરતંત્રતાનાં પડદાઓને તોડે છે:
સ્વાતંત્ર્યભાવનાને
જૈન, જીવનની ઝંખના બનાવે છે.
નાડીઓમાં બસ !
એકજ મુક્તિનું રૂધિર વહાવે છે.
જાતિ, સમાજ ને રાષ્ટ્રોદ્ધારનાં
કીમિયા તેના ખીસ્સામાં છે.
મુક્તિ સાધતાં મૃત્યુ આવે તો
મૃત્યુનું ઓસડ મૃત્યુમાં જ શોધે છે.

ભાષાને સ્પર્શતા પહેલાં
આંખને સર્વત્ર અજમાવી લ્યે.
કર્તવ્યની ઉગ્રતાથી દુશ્મનને આંજે, ને
જીવનની પવિત્રતાથી સિદ્ધિઓ સાધેઃ
પ્રખ્યાતિને પીઠ દઈ મહત્તાને પૂજે, ને
જીવનના છૂપા ઝરાઓ
ચોમેર ભકિત ને પ્રીતિ પ્રેરે છે.

*　　　*　　　*

શક્તિ ને સ્વતંત્રતાનું ખૂન
જૈનમાં ઠેકડા મારે છે.
વિજયને વરવા
તે આત્મશકિતઓ સ્ફુરાવે છે.
પરાઈ સહાય સ્વીકારવામાં
આત્માનું અપમાન સમજે છેઃ

*　　　*　　　*

અનેકવિધ અને વિરોધી
પ્રકૃતિને એક પીંજરામાં જૈન પૂરે છે.
માનસશાસ્ત્રીઓ પણ
ગુંગળાય ને ગુંચવાયઃ—
" આ તે કઈ માટીનો માણસ ?

યોદ્ધો કે યોગી ? ”
યોદ્ધા ને યોગી બન્ને,
સાધુ ને સેનાપતિ બન્ને !

* * *

જૈન ઉંડો છે, અતિ ઉંડો છે.

છીછરો નથી, કદિ ઉભરાતો નથી :
એનાં અતળ ઊંડાણમાં જ્ઞાન છે,
શક્તિ ને શાંતિ ભરી છે,
ક્ષમા ને પ્રેમ પડ્યા છે,
ધીરજ ને શૌર્યતા છે.
અચળ શ્રદ્ધા ને નિર્દોષ ભક્તિ છે.
પ્રેમ એનાં ઉંડાણનો ઉચ્ચતમ આનંદ છે.
એનું જ્ઞાન દુનિયાને ચોમેરથી તપાસે છે.
શક્તિ ભૂતકાળનાં સ્વપ્નાંને
વર્તમાનમાં સિદ્ધ કરવા ઉછળે છે,
ને ભવિષ્યનો આકાશી મિનારો ચણે છે.
સાંપ્રદાયિક ટુંકી દૃષ્ટિનાં બદલે
વિશ્વના ઉંડા ભાગમાં દૃષ્ટિ વળેલી છે:
આથીય મીઠો ને મોંઘો
ખજાનો જૈનમાં અપ્રકટપણે પડયો છે.

* * *

**જૈનનાં પગલાં પડે ત્યાં**

કલ્યાણ ! કલ્યાણ પથરાય,
શબ્દો સરે ત્યાં શાંતિ છવાય.
બળબળતા બપોરે પ્રભાતની ઠંડી લ્હેરો આવે.
જૈનનો સહવાસ
સૌને અજબ શાંતિ આપે.
તેના ગુલાબી હાસ્યનાં ફૂલો
જીવનને ચોમેરથી સુગંધિ બનાવે,
તેની પ્રત્યેક પ્રવૃત્તિ
જીંદગીમાં રસ ને કલા ભરે !

* * *

**એ** રોતલ દુનિયાની રડતી સુરત !

ચૂરકીયા કરી કરીને થાકેલી દુનિયા :
એક વાર શાંત ચિત્તે આવ !
વર્તમાન વિખવાદોથી વિરમી આવ !
કોઇ પવિત્ર પુરૂષ–
આવા તેજસ્વી નરવીરની છાયામાં :
'જૈન'નો ભેટો થવો એ તારૂં પરમ સદ્ભાગ્ય છે !

* * *

શક્તિ ને સૌરભનો
થનથનાટ કોને ન આકર્ષી શકે ?
જૈન કોને નહિં શાંતિ આપી શકે ?

*　　*　　*

ઇંદ્રોનાં ઐશ્વર્ય પણ
જૈનની તપશ્ચર્યાને તોડી શકે નહિં,
રંભાના પ્રલોભનો–મેનકાના નાચો
'જૈન'ને નચાવી શકે જ નહિં,
તે સૌંદર્યને સમજી શકે છે;
જૈન સૌંદર્યને મ્હાણી જાણે છે.
સૌંદર્ય તત્ત્વોનો જ એ
અટલ 'અભ્યાસી' છે.
બ્હેનના સૌંદર્યને જે પવિત્ર ભાવનાથી જુએ,
એજ પવિત્ર મનોદશાથી
સૃષ્ટિનાં સર્વે તત્ત્વને–રૂપને નિહાળે !
પ્રેમ કરી જાણે છે તે 'જૈન',
પણ મોહને સમજતો જ નથી.
મોહ એ તો છે મનનો મેલ.
પ્રેમ એટલે આત્માની ખુશબો ! મધુરતા !

*　　*　　*

જૈનના જીવન પાછળ ચોક્કસ 'ધ્યેય' છે,
તેથી એ 'જીવનકળા' ખીલવે છે.
એના સામર્થ્ય પાછળ સિદ્ધાંત છે
તેથી એ મનહર સુગંધિ લાગે છે.
જૈનની ભાવના પાછળ આદર્શ છે,
તેથી એ ભવ્ય ભાસે છે :
શુદ્ધિની વાયુલહરીઓ હરનિશ
જૈનનાં જીવનમાં તેજ-રંગ પૂરે છે.
સિદ્ધાંતની અચળતા
તેના સામર્થ્યને ઓર વધારે છે—
જૈનમાં નિત્ય નૂતન સ્ફૂર્તિ લાવે છે.
આદર્શની અખંડ પૂજા
તેનામાં કાર્યનું બળ સદાય પ્રેરે છે.
અલકાપુરીનાં કુબેરભંડારો
જૈનની માનસિક સમૃદ્ધિ પાસે તુચ્છ ભાસે છે.

* * *

પૃથ્વીનાં ફેરફારોનો એ સાચો સમાલોચક છે.
દરેક સુંદર રસભર્યાં પ્રસંગો તેના

જીવનને નવદીક્ષા આપે છે.
સંધ્યાના રંગમાં જૈન મોહાય નહિં,
લાગણીનો દોર્યો દોરાય નહિં;
ઠગારા રંગોને તો તે 'ઠગે' છે–
Feelings લાગણીને તે સદા નચાવે છેઃ
લાગણી કે ઠગારી માયા
'જૈન'ને કદી નચાવી શકે નહિં.
કારણ કે વિચારો અને લાગણીઓ
એ બન્ને જૈનના પાળેલાં કુતરાં જેવી છે.
લાગણીઓ ઉભી થતાં જ
આજ્ઞા દઈ જૈન દબાવી શકે છે.

*　　　*　　　*

જૈનના દાંપત્યમાં વિલાસની બદબો નથી,
પવિત્ર પ્રેમની ત્યાં વૃષ્ટિ છે. સ્નેહની એ સૃષ્ટિ છે.
વિકાર નહિં, રસ ઝરે છે,
મોહ નહિં, હૃદયના વાત્સલ્ય વહે છે.
વિલાસને જૈન સુખ માને નહિં
પણ અઘોરીઓની ગાઢ નિદ્રા : એજ વિલાસ :
મીઠી નિંદરમાં તો

અઘોરીઓનો ઘાત જ થાય ને !
' જૈન ' સદા જાગતો છે. જાગતો છે :

* * *

જૈન : બાળવયે પરણવામાં
એ પોતાનો, પત્નિનો ને
વિશ્વનો ' આત્મઘાત ' થતો સમજે :
કારણ, જૈન સમજે છે કે,
બહાદુર પુરૂષ બાળલગ્નથી નથી પાકતો,
વિશ્વનો માનવછોડ એથી કરમાય છે,
ઇચ્છાશક્તિનો ઝરો સૂકાય છે,
શક્તિને બદલે જગતમાં નાજુકાઇ પૂજાય છે,
અને એ પાપ છે—મહાપાપ છે ! !

* * *

આદર્શ ' જૈન 'નાં લગ્ન

બહાદુર મેમાળ પત્ની—વીરાંગના સાથે હોય.
સાહસિક વાણીયો—વહાણીઓ
ગમે ત્યાંથી શોધીને
ગુણવંતી ગુણસુંદરીને જ પરણે.
' મનુષ્યત્વ 'ને—મનુષ્યત્વને જ માત્ર

ખીલવનારી ફળદ્રુપ ભૂમિકા તપાસે.
કસાયલા બદન ને ભાવનાશાળી
મજબૂત મનની સ્ત્રીને જ વરે.
બુદ્ધિનાં ચમકારા કરતી તે સુંદરીને વરે.
તેની સાથે દિવ્યપ્રેમથી જોડાઇ રહે,
ક્ષત્રિયોચિત પ્રેમ ધારી શકે, ને
વ્યાપારિક પ્રેમ–
બજારૂપ્રેમ, વ્યવહારીયા મજુરો માટે રાખે !

* * *

રસ, યૌવન ને શકિતથી ભરપૂર
અખંડ રસસમાધિ સેવીને જૈન,
ચેતનભરી ચાલે સંસારના પ્રયાણ આદરે.
રસમય સંસારનો પંથ કાપતાં
પૃથ્વીનાં ખોળે અનુપમ ' સિંહસૂત ' ધરે.
વર્ષે વર્ષે ' ઘેટાં ' જણનારી સુવાવડો કરવા કરતાં
બાર વર્ષે એક સિંહને જૈન જન્માવે.
અશકત અણુશલાઓને બદલે આદર્શ જૈન
અનુપમ બલવંતા પુરૂષને અવતરાવે !

* * *

જૈન દંપતિ—સ્રીપુરૂષનાં દેખીતા સૌંદર્ય નીચે
પુણ્યભાવનાની નિર્મળ ગંગા વહેતી હોય,
પરસ્પરનાં મિલનથી મધુરતા ચોમેર ઝરતી હોય.
યૌવનની તેજસ્વી શકિતઓ બન્નેમાં ફૂદતી હોય,
ને શકિતને કાબુમાં લેવાનો અદ્ભુત સંયમ હોય—
એવા આદર્શ યુગલ
અખંડ તપના અંતે
Will શકિત અને 'બુદ્ધિ'નાં સંયોગથી
તેજસ્વી સંતાનની પ્રાપ્તિ કરી જગતને સમર્પે :
દુનિયાને દેવાંશી નર મળે !

* * *

જૈન યૌવનને પવિત્ર ધર્મ માને.

ધર્મ જેટલી પવિત્રતાથી યૌવનને જાળવે—ખીલવે !
દોડતાં યૌવનને
સંયમની લગામથી જોતરી વિશેષ દોડાવે,
પણ યૌવનને ઠંડુ પડતું જોઈ
સંયમની ખોટી મર્યાદામાં મનુષ્યત્વનો
વિનાશ ભાળે.

* * *

સંકટો ને મુશ્કેલીઓની હદ
આદર્શ 'જૈન' માટે ન હોય :
મુશ્કેલીઓને હસી જાણે તે સાચો જૈન.
વીર્યનાં ધગધગતા સ્તંભો પાસે
સંકટો શી બીસાતમાં ?
સંકટ એટલે તો
સંઘરેલા વીર્યને ફોરવવા માટે
કુદરતે બક્ષેલી સુંદર તક,
તેથી જ સંકટને જન સ્નેહથી સત્કારે છે,
ને પ્રસંગોપાત આમંત્રીને પણ યુદ્ધ કરે છે:
યુદ્ધમાં વિજય મળે તો
જૈન ગુમાનની ખુમારીમાં નાચે નહિં,
પરાજય કે શોકથી,
હતાશ થઈ નિરાશાથી રડે નહિ
જૈન તો પડે ને તુરત ઉભો થાય,
ઉભો થઇ ભાવિ આત્મયુદ્ધની
ભૂમિકા સહાય તે ખેડતો રહે :
પડવું ને ફરી ફરી ઉઠી દોડવું,
એ જૈનની સનાતન હેજત છે.
હર્ષ ને શોક: તેની હથેલીના રમકડાં માત્ર છે.

* * *

'જૈન'ને સ્થૂલ સત્તાની પરવા નથી.
તે વ્યકિતત્વની જ્વલંત પ્રતિભાજ
અગોચરપણે સર્વત્ર સત્તા સ્વાભાવિક જમાવે છે.
સત્તામાં તે શાણપણ દાખવે છે.
ધનનો આદર્શ સમજે છે.
પ્રકૃતિનાં કોયડા આનંદથી ઉકેલે છેઃ
ભૂલોનો સ્વીકાર,
એ ભોળા દિલનો આરિસો છે:
ક્ષમાની બક્ષીસ
એ 'વીર'નું સાચું ભૂષણ છે
એના મનની સમૃદ્ધિ મહાન્ છે.
ચિત્તની શાંતિ અકળ છે, અડોલ છે
આત્માનો અવાજ
સુણવાની તેનામાં શકિત સુંદર છે.
લોક massesનો માનસ-ફોટો
એક હોય નહિં, રહે નહિં,
એ તો સિનેમા જેવો ક્ષણે ક્ષણે ફરતો છે.
તેથી લોકોનાં-વ્યવહારના ચક્રમ્ અભિપ્રાય પર
જીવન જીવનારા મનુષ્યો

જીવન ‘ જીવતા ’ નથી;
પણ જીવનને જેમ તેમ ‘ ઘસડયે ’ જાય છે.
આત્માનો પેગામ (Voice of Inner soul)
એજ જીવન: એજ Noble Life.
એ વાત ‘ જૈન ’ બરાબર જાણે છે.

* * *

## જ્ઞાનનાં ચક્ષુથી જૈન

દુનિયાને પ્રકાશમાં દોરે છે.
આત્માની મધુર પ્રસન્નતામાંથી
અમૃતધારાઓ છોડી સૌને પીવડાવે છે.
સર્વ જીવો સહ એકતા સાધી
દુનિયાને એકતાની ફૂંક આપે છે.
ઉત્સાહમાં સદાય દોડતાં રહી
દુનિયાને દોડતી બનાવે છે :
ચેતનાનંદના ગતિયાળા—વહેતાં પાણી પીઈ
સૌને નિરંતર ગતિ ધીરે છે.
ડરાવવા કરતાં કોઈથીય ન ડરવામાં
જૈનની બહાદુરી લેખાય છે.
તપશ્ચર્યાથી નિર્મળ થઈ
નિર્મળતાનો આદર્શ શાંતિથી પઢાવે છે.

બ્રહ્મચર્યનાં તેજસ્વી કિરણો પીઇને
બ્રહ્મનું સ્વરૂપ બતાવે છે.
સાચો જૈન એ વ્રતને બંધન ન માનતા
સ્વતંત્રતાનું દ્વાર સમજે છે.
તેને નીરસ તપશ્ચર્યા રૂપ ન લેખી
નિત્ય તેની ખૂબીઓનાં નવા દર્શન કરે છે.
પોતાને કપાવીને પણ
જૈન દયાનો ધ્વજ ફરકાવે છે.
પ્રેમીમાં અલખ થઈ જઇને
ત્યાગનો મહા ધર્મ સમજાવે છે.
મહાકષ્ટે પ્રાપ્ય લક્ષ્મી વેરી
દાનનું મહાત્મ્ય બતાવે છે.
દુશ્મનને પણ પ્રેમથી સપ્રેમથી ભેટી
પોતાની દિવ્ય ભાવનાનું–
ઉદારદિલનું દર્શન કરાવે છે.
વિચારો કરી મૂડદાળ નહિં, પણ
'કાર્ય' કરી જૈન મુક્તિ મેળવે છે.
પોતાના નવલોહી હોમીને પણ
સિદ્ધાંત ખાતર નૂતન સૃષ્ટિ સર્જે છે!

* * *

એમના પવિત્ર મનના સ્મિત આગળ
ગુંચાયલા કોયડા સ્વતઃ ઉકલે છે
તેના મુંગા શબ્દોમાંથી સર્વત્ર
પ્રેરણા ને પવિત્રતાનાં ફૂવારા ઉડે છે.
વીરતા ને પ્રેમ વગરની
દરેક વસ્તુમાં એ મરેલો છે.
પરમાત્મા ને પ્રભુતા વિનાની
દરેક ચીજમાંથી દેશવટો લીધો છે.
પ્રતિપળે સંસ્કારનાં વહેળા તે
જીવનમાં ચોમેરથી વાળે છે.
સંસ્કારી થઇને વધારે સહિષ્ણુ બને છેઃ
ને ઉપર ઉપરના છાલાં ફેંકી
દિવ્ય રસમાં નિરંતર જે રમે છે—રમી જાણે છે
તે આદર્શ જૈન !

* * *

જૈનના જ્ઞાનની સાથે સંસ્કૃતિ ખીલતી આવે,
પ્રેમની સાથે નિર્મળતા વહેતી હોય.
દયાની સાથે દૃષ્ટિનાં વિવેક વિકસે,
સંયમની સાથે રસિકતાનો અખંડ ઝરો ફૂટે !

* * *

જગતના ઉકરડા વચ્ચે

જૈન પોતાનો અનોખો હરીયાળો બગીચો રચે છે:
ચોમેરના દુર્ગંધી 'ડહાપણ' વચ્ચે
જીંદગીનો નિર્મળ 'ઝરો' વહાવે છે.
જૈન હૃદયથી માને કે—
સ્વર્ગનો સ્રષ્ટા હું પોતે જ છું,
દુનિયાની કોઇ સત્તા
કે પરલોકનો કોઇ મહાન દેવ
મને મોક્ષ લાવીને આપી શકે જ નહિં,
મને કોઇ 'તારી' શકે જ નહિં,
મને તારનાર મારો પવિત્ર આત્મા જ છે,
તારનારનું રાજ્ય મ્હારા પોતાના આત્મામાંજ છે.
આત્મા એજ પરમાત્મા.
પરમાત્મા એટલે દિવ્યતા,
ને દિવ્યતા એટલે હુંજ."
એવી ભવ્ય જેની મનોદશા છે
તે આદર્શ જૈન !

*　*　*

જૈનમાં–આદર્શ જૈનમાં
યુવાનની રસિકવૃત્તિ ને બળ હોય,
વૃદ્ધોનું શાણપણ ને વિરાગ હોય.
દીર્ઘદૃષ્ટિ ને વિશાળ અનુભવ હોય,
બાળકનાં ખીલખીલાટ ને ઉત્સાહ
તેનામાં બહુ ઉભરાય,
શરીરમાં વિશેષ તાકાદ ખીલવવાની તાલાવેલી જાગે.
આત્માને કસવાના મનોરથ ફૂલતા હોય,
મૂર્તિમંત ચેતનતા ને પ્રબળ શાંતિના
જ્યાંથી સજોડે દર્શન થાય.
યુગ પલટાતાં જે દૃષ્ટિબિંદુઓ બદલી જાણે, ને
જુલમ સાથે બંડ ઉઠાવવામાં 'ફરજ' સમજે!

* * *

સમૃદ્ધિથી 'જૈન'ને–ખરીદી શકાય નહિં,
આંજી શકાય નહિં.
ધમકીઓથી ડરાવી શકાય નહિં,
લોભોથી લલચાવી શકાય નહિં,
પ્રપંચથી દાબી શકાય નહિં.
ને ખુશામતથી પણ જીતી શકાય નહિ!
સિદ્ધાંત આગળ જૈન સમૃદ્ધિને લાત મારે,

તેના વીર્ય આગળ ધમકી હાસ્યપાત્ર નિવડે,
'કચ્છોટાબંધ' આગળ લોભ-લલના થથરે,
માનપાનનાં કીડાંઓને જ ખુશામતથી હણી શકાય.
'જૈન' તો સદાય સૌથી પર છે:
ખુશામત કરનાર સાંભળતો જાય:—
'ભાઇ ! આવું તુચ્છ શસ્ત્ર
ક્ષત્રિયને હરાવવા શું સમર્થ છે ?
ક્ષત્રિય સામે તો તેજવાળી તલવાર ઉગામજે !
ખુશામત કરતાં તો નિંદા કરે,
એ જ મને વધુ પસંદ છે:'

* * *

**પ**ત્થરનાં ખાલી દેહનો પૂજારી જૈન ન હોય
પરંતુ 'વસ્તુ'ના ગર્ભને તે પ્રેમથી પૂજે છે:
દિવ્યતા ને પ્રભુતાનું પ્રતિબિંબ
પોતાની 'અંદર' તે પ્રતિપળ ઉતારે છે.
પ્રભુનું—દિવ્યતાનું
એ પ્રતિબિંબ પોતામાં ઉતારવું
એજ જૈનની સાચી પૂજા હોય.
પત્થર સમુ, વજ્રસમુ વીર્ય

કેળવવું, એજ તેની પૂજાનાં થાળનું અર્ઘ્ય.
એ પૂજાનો સાચો આદર્શ સમજી
પૂજયનો સાચો પૂજારી જે બને તેજ આદર્શ જૈન.

* * *

શક્તિમૈયાના સુકાન પાછળ

સાહસ એનાં રૂંવેરૂંવે છે,
શૌર્ય જૈનની નસેનસમાં છે.
શીલ એના અણુંયે અણુમાં,
ને સેવા એની પ્રબળ ભાવના છે.
'બ્રાહ્મણ કે ક્ષત્રિય,
વૈશ્ય કે શૂદ્ર, નામ જુદાં છે:
સૌનું સમાન સ્થાન છે,
કોઇ ઉંચો-નીચો નથી,
કોઇ જીવ નાનો મોટો નથી :
જીંદગીનું લક્ષ્ય મોક્ષ, અને
એ મોક્ષનો સમાન અધિકાર સૌનો છે,
એ પ્રભુસ્પર્શિત ' જૈન આત્મા ' બોલે છે:

* * *

નિષ્ફળતામાં જૈન ધ્રુજે નહિ, કંપે નહિ,
કે સફળતામાં રાચે નહિ.
આશાના સઢ કદી સંકેલે નહિ, ને
નિરાશામાં નાવ ડુબાડે નહિ.
ભૌતિક સુખની લાગણીથી એ સંતુષ્ટ થાય નહિ,
કે દુઃખનાં આવિર્ભાવથી અકળાય નહિ.

* * *

વિષમમાં વિષમ સ્થિતિમાંય
આત્માનો પ્રમાણિક યત્ન જૈન જારી રાખે.
એ કહે છેઃ—
હું "Warrior મહાન યોદ્ધો છું.
સર્વને જીતવા નિકળેલો અચળ સૈનિક છું.
પુરૂષાર્થ એજ મારૂં જીવન-કૃત્ય છે.
જીતવું એજ મારો પ્રિય સિદ્ધાંત છે."
યોદ્ધાને આત્મયુદ્ધ જોઇએજ,
નહિ તો શક્તિ કટાય છે;
યુદ્ધથી વિજેતાની શક્તિ કસાય છેઃ

* * *

દ્રઢતા ને શાંતિ

તેના યુદ્ધનાં બે લોખંડી પગો છેઃ
વિનય ને શૌર્ય
એ તેનાં બે મજબૂત હાથો છે.
બુદ્ધિવાદની અવળચંડી દાસીને
શક્તિવાદ–આત્મવાદ પાસે
જૈન ચાકરી નિત્ય કરાવે છે.
વાણીયાશાહી સમૂહમાં રોજ,
લડાયક ખમીર (Spiritual Strength) ભરે છે:
ખાનદાન યુદ્ધ દ્વારા મનુષ્યોને
મર્દાનગીભર્યું જીવન જીવતાં જૈન શીખવે છે :
અહિંસા ને યુદ્ધની
ખરી મીમાંસા કરી
જગતને સાચું, ઉચ્ચ દૃષ્ટિબિંદુ બક્ષે છે :

* * *

સિંહના પિંજરામાં પેસી સિંહને જૈન હણે છે,
કાજળની કોટડીમાં જઇ
સ્થૂલીભદ્રની જેમ કોશ્યા–વેશ્યાના ઘરમાંથી
શ્વેત મુખે હસતો નિર્દોષ પાછો ફરે છે :

* * *

**સામાયિક, શ્રવણ, દર્શન ને પૂજન**

ઠંડાગાર થવા માટે નથી,
પણ............જૈન જાણે છે કે:—
સામાયિક ' ક્રિયા ' માંથી
સમતાની ' શક્તિ ' મેળવવાની છે :
ક્રોધ પર કાબુ(Brake)મૂકવાની 'કળા'જાણવાનીછે.
સ્વ–પરનાં કલ્યાણની સાચી ખોજ કરવાની છે.
વિઘ્નોને આત્મ–વશ કરવાના છે.
આત્મવિકાસ ક્રમશઃ જીવનમાં સાધવાનો છે.
માનસિક ને વાચિક દોષો હણવાના છે.
શૂન્યતામાંથી ચૈતન્યતામાં પ્રવેશવાનું છે,
ભ્રાતૃભાવની ભાવના કેળવીને
સાત્વિકતાનાં સુંદર દેશે જઈ વસવાનું છે.
તૃષ્ણાના તળીયાં તોડવાના છે.
ઇષ્ટદેવનાં આદર્શો પોતામાં પ્રગટાવવાનાં છે.
આત્મ સ્વાતંત્ર્ય, શોભા ને સામર્થ્ય
Freedom ( Liberty of soul )
Grace & Spiritual Power
તેમાંથી ખૂબ સ્ફુરાવવાનાં છે.

સ્વરાજ્ય—આત્મ સ્વરાજ્યનો
મહાન્ આનંદ 'સામાયિક'માંથી લુંટવાનો છે.
પર્વતો માથે તૂટતા હોય તોપણ
એકાગ્રતાથી ન ચળતાં—શીખવાનું છે:
આત્માને ત્રાસ પોકારાવે છતાં
ક્ષમાના ગુણો અરિઓને દર્શાવવાના છે.
શુપ્ત રહેલી—પોઢેલી આત્મશકિતને
આત્મબળ—(Soul force )થી જ
વિકસાવી, મોક્ષના દર્શન કરવાનાં છે.
આત્મસંશોધનનો સમય તેમાંથી સાધવાનો છે, ને
સ્વાવલંબનની સિદ્ધિઓ સામાયિકમાંથી સમ-
જવાની છે:

*  *  *

દર્શન, શ્રવણ ને પૂજનમાંથી પ્રતિપળે
દિવ્યતા ને ભવ્યતા જ માત્ર પીવાની છે.
પવિત્ર લ્હેરોમાં ફરવાનું છે.
શાંતિના—સૌંદર્યના સામ્રાજ્યમાં પ્રવેશવાનું છે.
શ્રદ્ધાના જીવનને વ્યવહારમાં ઉતારવાનું છે.
ને તત્ત્વજ્ઞાનની બારિક પીછાન કરવાની છે.
દુનિયાનાં ક્ષુદ્ર મોહ ને વિખવાદમાંથી

